ૐ તદ્દન નવા લોકપ્રિય ગાયનોનો સંગ્રહ ૐ

# બોલતી મૈના.

સુધારા અથવા વધારા સાથે

## પ્રખ્યાત ગાયનમાળા

છપાવી પ્રસીદ્ધ કરનાર,
ઠક્કર હરિલાલ જીવણલાલ
અને
માણુલાલ જીવણદાસ
ઠા૦ ટાવરરોડ તારઓફીસ સામે
સુરત.

આવૃત્તિ ચોથી
સંવત ૧૯૮૦ જેઠ કોપીરાઈટ સને ૧૯૨૪ જુન

કીંમત બે આના.

જો તમારે સમયનો સદુપયોગ કરવો હોય ! અને જ્ઞાન સાથે

ગમ્મત મેળવવી હોય ! તો આજેજ મગાવો

# "વીરસીંહની વીરતા"

## સચીત્ર વીરરસ ભરી કથા મૂલ્ય રૂા. ૧-૪-૦

વીરરસથી પ્રત્યેક વાચક વર્ગના હૈયા ઉછળાવતી, હાસ્ય રસથી મુખડા મલકાવતી, અને ભેદી ગુફાઓના ભયંકર ભેદોથી હાજુમગ સ્થભાવતી, ને ચકિત કરી નાખતી મનોહર દળદાર નવલકથા તેમા સતીઓના સતીત્વ માટે, અને સ્વદેશ પ્રેમી વીરોના સ્વદેશ સાર આત્મભોગ, કામાંધોની કુટિલતા, ધર્મીઓની સહનશીલતા, ગયબી મદદ, અને પ્રેમાળ સ્નગીવ દાંપત્ય યુગલોનો પ્રેમ વિનોદ આપના હૃદયને જરૂર આકર્ષ્યા વિના નહિજ રહે તે રૂપાળ રૂમ! ચાર ચિત્રો પણ આપવામા આવેલા છે થોડીજ નકલો સીલીકે છે, માટે આજેજ લખો —

## ડા. હરીલાલ અને પ્રાણલાલ બુકસેલર્સ.

મા—"નવજીવન" પુસ્તકાલય,

તાર ઓફીસ સામે-સુરત.

ૐ તદન નવા લોકપ્રિય ગાયનોનો સંગ્રહ ૐ

# બોલતી મેના

સુધારા **અથવા** વધારા સાથે

## પ્રખ્યાત ગાયનમાળા





છપાવી પ્રસીદ્ધ કરનાર,

**ઠક્કર હરિલાલ જીવણલાલ**

અને

**પ્રાણલાલ જીવણદાસ**

ઠે૦ ટાવરરોડ તારઓફીસ સામે

સુરત.



આવૃત્તિ બીજી

સંવત ૧૯૮૦ જેઠ કોપીરાઈટ સને ૧૯૨૪ જુન

**કીંમત બે આના**

# બોલતી મેના

## અથવા પ્રખ્યાત ગાયનમાળા



### મધુ બંસરી ૧

જરા કહોજી સાવરીયા શા જાદુ કર્યા ?
જાદુ કર્યા મન ઘેલા કર્યા,
હતુ મમ દિલ ભોળુ બાળ, ના સમજ્યુ કુવારૂ કઈ,
કાતિલ તમારા કામણે બાલા દિવાની થઈ,
જીગર અમ લૂટી લઈને ના દવા પાગલને દેશો કઇ,
જીવન વિનાની વેલીને પ્રીતીના પાણી પાશો નહિ
હર્યા અમ પ્રાણ નેહે નાથ, કરૂ વિનતી સતાવો નહિ,
મોહન તમારા હાસ્યથી, નયનો નચાવો નહિ,
શરમવશ શુ મુખે કહેવુ દયા ઘાયલની લાવો કઈ,
શરમ આખોની રહેતી હો, કલેજા કૂણા કાપો નહિ

### વીરાટ પર્વ—:ભજન:— ૨

કાયા માયા કોઇકી નાહીં ભઇ, સબ કહેતે હય અપની–અપની,
સત્ય યુગમે ભયે હરીશ્ચંદ્ર રાજા સત્યકી સત્ય કહી,
એક સત્યકે કારને ઉન્હે, કાયા બેચ દઇ–સબ કહેતે
ત્રેતામે રાવણ ભયો રાજા, કંચન કોટ સહી
એક લક્ષ પુત્ર સવા લક્ષ જ્ઞાતી, વાકો લકડી નાહીં મીલી–સબ
પ્રાણ વાયુ જબ ઉડ ગયા તનમે, માયાભી મીટ ગઇ,
ઇસ દુનીઆમે વોહી નર ભૂલા, જીસને કાયા અપની કહી–સબ

## અમર લક્ષ્મી રાગ કવ્વાલી. ૩

અમર ના કોઈની કાયા, જીવનનો કઇ ભરૂસો ના,
છતા પણ વૈર ઓ માતા, કઇ આ જીદગી માટે ? અમર
તમે હુ ને જગત આખુ, જવાના એક વાટે સૌ,
કરો છો મારૂ ને તારૂ, કઈ આ જીદગી માટે ? અમર
હજારો શાહ મુર્શીદો, ને જ્ઞાની બ્રહ્મ વેત્તાઓ,
ન પ-તો કોઇનો લાગ્યો, હુપદ કઇ જીદગી માટે ? અમર
જુઠી મનની મુરાદોથી, કહોને કોણ પરવાર્યુ ?
કરો આ પાપ શા શારૂ કઇ આ જીદગી માટે ? અમર.

## બલિરાજા ૪

મારી સજની, તુ કયા રમીઆવી ગજની, સાચુ બોલ, બોલ, બોલ,
શાણી સૈયર, તુ શીદને આળ ચડાવે, કેડો છોડ છોડ, છોડ
હમણા માળા ગુથી હતીને, હમણા કેમ કરમાણી,
પરસેવો તને કયા વળ્યો, તારી ભમ્મર કયા ભીંજાણી-સાચુ
કાળો ભમરો શીરપર બેઠો, ઉરાડતા ગભરાણી,
લાપોટે લટ છુટી ગઇ—મારી ભમ્મર ત્યા ભીંજાણી,—કેડો
કસ્તુરી તારા અગે મ્હેકે, કુસુમ કળીના હારો,
નયન રહ્યા છે નાચી નવેલી, મળીયા કોણ ઠગારો-સાચુ
ચદ્ર સરોવર નહાવા ગઈતી, વાટે મળ્યો એક માળી,
છાબ ભરીને ગજરા આપ્યા, હુ તો તમથી હારી.—કેડો

## એકજ ભુલ. ૫

અજબ છબીલી તારી, ગજબ ખુબી છે, લલચાવ્યો લટકાળો,
જોઇલે, જોઇલે, જોઇલે, આ ચપળ નયનનો ચાળો-અજબ.

સાખી

આ ગાલની લાલી ઉપર, બુલબુલ મરી મરી જાય છે,
આ વ્હાલની પ્યાલી ઉપર, મુજ મન ઠરી ઠરી જાય છે
આ વાદરાને વાદરીનો ખેલ અહીંયા થાય છે;
ભાઈ આમ બેરી જોઇને દુનીયા, દિવાની થાય છે.
અંગને મરોડે પાડે પરવશ પ્રાણ એ તો—જોઇલે.

એકજ ભુલ. ૬

બાપુ પૈસાનો જોઈ ચળકાટ, મોહમા ભૂલશો મા,
જોઇ ખોટા ગીલીટનો ઠાઠ, ડહાપણે ડુલશો મા
લક્ષ્મી મળે કે લાલચુડા, તરત આવી ભરાય છે,
ખોટા વખાણ કરી કરીને, ખાલી ફોલી ખાય છે
વળી વારસા હિસ્સાના કજીયા કોરટોમા જાય છે,
સોલીસીટર બારીસ્ટરોના, ખીસ્સા તાજા થાય છે.
જીતે તોયે મળે ઉના રાખ, એવી જીતે ફુલશો મા-જોઇ.
આને ઠગુ આને લુંટુ, એવા વિચારો કરાય છે,
ધન આવ્યુ તે ગ્હેશે કે નહિ, એ ફીકરમાજ ફરાય છે,
સટ્ટા અને વળી રેસમા જઈ, વગર મોતે મરાય છે
વળી જાય વઠી દીકરા ઘેર ઘેર હોળી થાય છે,
એવી માયા નચાવે જેમ તેમ બાપુ ઝુલશો મા-જોઇ

રાજ તિલક. ૭

બની મુંબાઇની શેઠાણી, હુ મોટરમા ફરૂ
તુ પ્હેરે જો આ ખાદી, તો હુ કબુલ કરૂ,
બનુ પાટણની પટરાણી, રે હુ મોજ કરૂ—બની૦

ઘોડા ગાડીઓ મગાઉ, વાડી બગલા અપાઉ,
પણ ખાદી તો પ્હેરાઉ, તને મજરી,
સાડી ફેશનેબલ લાવો, મ્હારૂ મનડુ મનાઓ,
વળી એરોપ્લેન મગાઓ, આપી વરદી,
ઉડે અધ્ધર સરરરરરરર પૂરરરર જાયરે હુ તેમાં ફરૂ—બની૦
પ્હેરો હોસે હોસે ખાદી, પ્યારી એમા છે આબાદી,
મળે આજાદી ને જાય ત્હારી શરદી,
પૂરો મ્હારા અભિલાષ, માનો મ્હારી ફરમાશ,
મ્હારૂં દિલડું બનાવી દીધુ દરદી,
હૈ–યા–મા–તો ચરરર રરરર અરરર રરરર થાયરે
હુ કેમ કરૂ—બની૦

## એકજ ભુલ. ૮

મને ભોળીને ભરમાવી રે મા, કેમ કરૂ?
અણસમજુને ફોસલાવી રે મા, કેમ કરૂ?
મારી પાસે પાસે આવે, છાની વાતો સભળાવે,
મારૂ દીલ લલચાવે, પેલો ગરજી;
પ્યારી કહીને બોલાવે, એની પાસે કેમ પ્રાવે?
એ તો સાંભળે ન એકે મારી અરજી.
છાની માતો, અરરર રરરર અરરર રરરર થાયરે–મા.
એના મોઢાની મીઠાશ, એ તો જાણે નાગ પાશ,
પછી હોય કે ન હોય મારી મરજી,
કરે પરાણે એ પ્રીત, એ તે કયાની હશે રીત?

થઇ બેસે છે ધરાર મારો વરજી!
છાતીમા તો થરરર રરરર થરરરર થાયરે મા કેમ કરૂ?

## ભતૃહરી—રાગ આશાગોડી. ૯

કામ છે દુષ્ટ વીકારી અહા પ્રભુ! કામ છે દુષ્ટ વીકારી—
ઇંદ્ર સમાન પતિ અતી સુદર, અશ્વપાલથી છે યારી, અહા પ્રભુ કામ છે—
ત્રણુસોને ત્યાગી એકનેજ ચાહે, તેના ચિત્તમા છે જારી છીનાળી;
ધીક બાઇ તુજને, ધીક તારી બુદ્ધિ વિપરિત વાત વિચારી, અહા—

## ભતૃહરી—ભજન-રાગ, ઝીંઝોટી. ૧૦

છોડદે અભિમાન, માન, અબ તો મનવા, મેરા—છોડ
ગજપાટ સબ જુઠે જાનો, કયુ તુમ હોત હેરાન,
નારી પ્યારી નહી હે તરી, મત કરના ગુમાન—માન
જુઠી પ્રીત જગતકી દેખી, મત ભૂલે નાદાન,
બાહીર રગ રૂપકુ દેખી, મત હોના ગુલ્તાન—માન
ચલ જગલમે ભેખ ધરેગે, તજી જગત તોફાન,
જગત સ્વપ્નસે જાગૃત હોજા, ગુરૂમે લેના જ્ઞાન—માન

## ભતૃહરિ. રાગ લાવણી. ૧૧

દેખા નહી કછુ સાર, જગતમે દેખા નહી કછુ સાર,
મોહ બીસે મત લપટો યારો, દેખા નહીં કછુ સાર,
ચૌદ ચોકડી રાજ મીલા પન, ત્રષ્ણાકા નહીં પાર,
ભોગ ભોગતે ઇંદ્રિ અપસરા, તૃપ્તી નહી લગાર (૨) જગત૦
જુઠા રગ રૂપમે ભુલી, ક્રીડા કરત ગમાર,
રૂપ વીર્ય બલ નાશ હુવા તબ નહીં હે અપની નાર (૨) જગત૦

પ્યારી મેરી જાની પીંગલા, દુખ રહા એક તાર,
તોભી કીયા કૃતઘ્ની રાની, અશ્વપાલકુ યાર (૨) જગત૦
અલ્પ બખતકા એહી તમાશા, દુખ હે અપરપાર,
બેશક ઇસ્કા ત્યાગ કરો તુમ, ફેર પસ્તાના યાર (૨) જગત૦
એહી ભરથરી નાર ભરૂમે, ભુલી હુવા ખુવાર,
એહી ભેખસે જગત શીખ દઉ, નવ ડુબો સસાર,
નવ ડુબો સસાર–જગતમે દેખા નહીં કછુ સાર

## એકજ ભુલ. ૧૨

સીધાવો હૃદય દેવતા મને મનથી દઇ વીસારી,
હુ તો રહીશ તમારે વિરહે, જોગણ બાળ કુવારી–સીધાવો૦
સુખના સ્વપ્ના વહી ગયા, પાછળ રહી રાત અધારી,
કોને આધારે હુ જીવુ, એકલી અટુલી નારી–સીધાવો૦
જીવન અર્પ્યુ આપ ચરણમા, એ ઉપહાર સ્વીકારી,
કદી યાદ કરશો તો માનીશ, સફળ ગતી થઇ મારી–સીધાવો૦

## ભર્તૃહરિ. રાગ મરશીયા. ૧૩*

હાય, કેમ આ સહેશે ઉજેની રડાપો, ઘણી થઈ છે રાજાજી
માફ રાખો—ટેક૦
બાણુ, લક્ષ માળવાના છો સ્વામી, કામ કોડીલા રૂપે ન ખામી
ગૌર અગે ભભુત શી જામીરે, હાય કેમ આ—
એક બાજુ કૃશ્ના તમારી રૂએ, ચદ્રકળા ચોધારા નીર ચુએ,
બાપુ સુખે ન આજ કોઇ સુએરે—હાય૦
મહેલ મહેલે વિલાપ છાયો છે, પવન શોકનો સઘળે વાયો છે,
કળકળતા બાઈઓને ભાઇઓ છેરે—હાય૦

ખાધે લટકી શી ભગવી ઝોળી, આપ્યા વસ્ત્ર કયા ગેરૂ ઝબોળી;
હાય હઇડામા પ્રગટાવી હોળીરે—હાય૦
નથી વિક્રમ ભાઇની કઈ આશા, કીધા કરમે એવારે તમાશા,
એણે બીજા જગલ કયાઈ વાસ્યાંરે—હાય૦
ધણી નોધારા અમને કરોમા,આવુ અણધાર્યું પગલુ ભરોમા,
જોગી જીવતા ચિતામા ધરોમા રે—હાય૦

ભર્તૃહરિ. ૧૪

પિતાજી આ કોપ તમે શો કર્યો, જોગી વેષ બાપુ શીદને ધર્યો
મરી ગઇ છે માત અને વળી જાઓ તાત,
પિતા ઓથ કોની છે, ઓરમાન માત,
લડાવશે લાડ મને પછી કોણ?
પ્યારી પુત્રી આવો બા! કહેશેજ કોણ?
કુવારી હુ છુ તમારી સુતા!
વરાવી નથી કીધા ભગવા–પિતા
ન બાપી કરી બાપુ જાશો નહીં,
પિતા પાછળ નહીં જીવું હુ તો સહી.–પિતાજી

સ્વદેશ સેવા— ૧૫

અમે સહુ એક ઝાડની ડાળ,
નથી જુદાઇ અમે સહુ ભાઈ, એક માતના બાળ,
હિદુસ્તાન છે દેશ અમારો ભારતી માત અમારી,
નવ કરીએ તેને માટે આ જાન અમારી પ્યારી-અમે૦
હિદુ મુસલમાન, પારસી યાહુદી ખ્રિસ્તી જાત અનેક,
જાત જુદી છો રહી અમારી, પણ અતર છે એક–અમે૦

## ભતૃહરિ. પીંગળાને ભરથરીનો સંવાદ. ૧૬

પીં–ધીક ચુવા ધીક મુજને, ધીક કામ વીકારજી
જેણેરે ભુલાવી મને સત્યથી કર્યા નીચ વિચારજી,
ભેખરે ઉતારો રાજા ભરથરી
ક્ષમા કરોરે રાજા રંક છુ, નારી અજ્ઞાન જાતજી
અન્ય વખત એવુ નહીં કરૂ, લાજ્યા માતને તાતજી–ભેખરે.
ભ–કપટ રૂપીરે રાણી પીંગળા, એ શુ બોલે વચનજી,
રાજરે તજ્યુ તુજ કારણે જો વિચારીને મનજી,
ભિક્ષા દેને મૈયા પીંગલા .
તુરે ખોટી ને ખોટુ રાજ છે, ખોટો સારો સંસારજી,
અલખ જગાવુ વને એકલો, જેથી પામુ ઉદ્ધારજી–ભિક્ષા
પી–રહોતો રાજા રસોઇ કરૂ, જમતા જાઓ સ્વામીનાથજી,
ક્ષીરરે નીપજાવુ ક્ષણ એકમા જમીએ આપણ સાથજી–ભેખરે
મઢીરે કરાવુ રંગ મહેલમા, રાખુ ગુપ્ત અવાસજી,
જેમરે જાણે નહીં જગતમા, સાધો જોગ રહી પાસજી–ભેખરે
ભ–મહેલરે તારાને રાણી શુ કરૂ, કેવો ગુપ્ત અવાસજી,
ક્ષીરરે ભોજન તારૂ રાણી શુ કરૂ, નથી ભોગની આશજી–ભિક્ષા
વાસી જંગલના જોગી અમે, નહી ગ્રામમા વાસજી,
વિષની વેલીથી અળગો રહુ, નહિ નારીનો પાસજી–ભિક્ષા
પીં–ભગવા જોઇ રાજા ભરથરી, દાવાનળ દીલ થાયજી,
માઇ ન કહો મારા કંથજી, લાગે દેહમા લાયજી–ભેખરે
ભ–વધુરે શુ વદુ રાણી પીંગળા કરૂ અરે કેટલો ઉચ્ચારજી,
બધુ જેવોરે બધુ તજ્યો માર્યો વચનનો મારજી,
હવેરે રાજને રાણી શુ કરૂ !

પી-વાકીરે વિધાતા મને ભુલવી, લખીયા લેખ લલાટજી,
આનુ રે પ્રાયશ્ચિત હવે હુ શુ કરૂ, મારગ આપો પૃથ્વી માતજી.
ત્રણસો નારીરે અન્ય આપની, માલવપતિ મહારાજજી,
એકને કારણે એને નવ તજો, પાપી પીગળાને કાજજી-ભેખરે
ભ-મોહ છોડી દે રાણી પીગળા, પ્રીતે કર સતસગજી,
સગુ રે નથી કોઇ કોઇનુ, આ સસાર પતગજી-ભિક્ષા
દેતી હુ તો ભિક્ષા દે મુને, નહિ તો કરૂ ગૃહ ત્યાગજી,
ગુરૂજી મારા રોષે થશે, ચાલી જાય જમાતજી-ભિક્ષા

## એકજ ભુલ. ૧૭

આપણે કરશુ વકીલાત ત્યારે ભરશે કોણ પાણી ? (૨)
પછી ધણી ધણીયાણી થઇને મહાલશેરે બા-આપણે
આપણે પ્હેરશુ પાટલુન બુટ કોટ નેકટાઈ, (૨)
પછી ધણી એયા ટપકી પાડી નાચશેરે બા-આપણે
આપણે થઈશુ સોલજર કરશુ ધુમ ફરરર,
વરજી લે ઘા ચોળી પ્હેરી સાચવસે ઘર
ઘાઘરા પલટણ કરશે દેશનો ઉદ્ધાર
ઓ મારા હિદ તારો થઈ ગયો બેડો પાર !-આપણે

## રા'માંડલિક. ૧૮

કરીયે ના વિશ્વાસ કાયા માયાનો કદી,
મૃગજળ કેરા મોહ શા લાગ્યા તને માંડલિક,
ચીરજીવી નથી તારી, અમર નથી કાયારે,
ઘડી બે ઘડી માટે, શુ બગાડે મતી,
બગાડે મતી તુ શાને, જુનાગઢ પતી-ઘડી

૧૧૫૬૩



રૂપે રંગે શુ લોભાણો, ભરમે કરતા ભુલ,
રૂપે રૂડા રળીયામણા પણ એ શીમળાના પુલ–ઘડી૦

## એ'માં શુ— ૧૯

છે સમજ સમય બળવાન, ફેરવે ફેશનનુ એ સુકાન–છે
કસકસતી કચુકીની તો, પ્રમદાએ કરી લુસ બાય,
પારસી જેવા પોલકા ત્યા તો, આવ્યા ફેશનમાય
ટકાઉ રેશમી સાડી સુન્દર, બોયકોટ થઈ ત્યાય,
સીફ્રોન ને એ સ્થાન મળ્યુ, જેથી સર્વાંગ દેખાય
અખડ કેશકલાપ ચિન્હ, સૌભાગ્યવતિનુ ગણાય,
આજે બાલ કપાલ ઉપરના, સેલુન માહી કપાય,
પવન તેવી પુઠે નહિ કઇ હાણ–ફેરવે૦

## પુડલીક— ૨૦

હમણા તો નથી નવરાસ ગુરૂરાજ, અમે ઘડપણમા ગોવીંદ ગાશુ,
મરણ પછીની વાતો કરો છો મોટી, ત્યારે હમણા શુ પ્હેરવી લ ગોટી
વાત થાય જે ઉધારની તે ખોટી, કેમ શ્યામલાલ
હજુ બાધવા છે મારે કઇક માળા, હજુ થાવુ છે દશ વીસ મીલવાળા,
ઘરતાળા કરી પુકવા દીવાળા–કેમ શ્યામલાલ સાચુ ચાર ઘડ
જ્યારે ચાલશે નહીં કાયા અમારી, ત્યારે સાભળીશુ કથા આ તમારી,
મળે નારી નહિ તો રહેજે બ્રહ્મચારી–કેમ શ્યામલાલ સાચુ

## સ્વદેશ સેવા— ૨૧

અલી આમ રીસાઇએ, સમય નીહાળી નાવલીયાની સગે
પછી આવી મનાવે, ભિન્ન ભિન્ન ભાવે, છણુકી મદનના જગે,

વદન હસ્તુ કરી ચચળ નયનો, મધુર શબ્દમરમાળા–
માન મહીં મરડાતા જાતા છળીએ શ્યામ રસાળા–અલી.
કરગરતા જો આવે કથ તો, છલગ ભરીયે છેટી,
બહુ તાણુતા તુટે (માટે) ભાવે જઈએ ભેટી–અલી

**સૂર્યકુમારી. ૨૨**

કોઇ કહેજો—જોગીડાને, જઈને હો રાજ,
મધુવનમા ઝુરે તારી બાલા જોગણ,
વિરહ અગારે સળગે, આખુ નદન વન—મધુ૦
એની આખે શ્રાવણને, ભાદરવો ઝરે,
બાલા રસીયાના રાગે, એ રોતી પૂરે,
વ્હાલ અતરમા હોયે તો લ્હોજો લોચન—મધુ૦

**મીનળ–મુંજાળ. ૨૩**

અમર રહો અમ અમરપુરી સમ, નદનવન વાડી,
આ ગુજરાતની વાડી
કૃષ્ણચદ્રના બમી નાદમા, ગીરા ગુર્જરી ડોલ,
જેના સતાનો ઉચ્ચારો, વેદ મત્રના બોલે,
દેવતરૂ ગુજરાત જગતનુ ભાન કરાવે બ્રહ્મકર્મનુ,
જેના પાને પાને લખાયા કર્મયોગના લેખ
'અહીંસા પરમોધર્મ' આપણુ, જીવનસુત્ર છે એક–આ ગુજરાત

**મીનળ–મુજાળ. ૨૪**

માન પાન દામ અને ખોટા દમામની, મોહિની ઉપર મન મોહ્યુ,
હવેલી લેવામા ગુજરાત ખોયુ.

માન પાન દામથી આવ્યા પ્રકાશમા, છાપામા નામ અમે જોયુ,
જાણ્યા છતા તમે પડતા કુવામા, આતે તમારો મોહ કેવો,
મશ્કા વીના ન બોલાવે કોઇપણ આ છે જમાનો એવો.
પરતંત્ર એવા થવાની જરૂર શી ? કારણ દરબારમા પ્હેલી છે ખુરશી
ધરીએ અમલ કરીએ હુકમ દોડાવીએ ટમટમ
બસ દમ, બસ દમ, બસ દમ, દમ, દમ, બસ દમ,
કપાળે આખ્યોનુ કાજળ લોહ્યુ–હવેલી

## સંસાર નૌકા. ૨૫

સ્નેહ ભીની તે કર્યો છે ઠાર, ઓ મૃગનયની સ્નેહને સ્વીકાર
તુ રઢીયાળી, રાધા પ્યારી, કાન કુવર હુ કાળો,
તન સરીતામા સ્નાન કરાવી, દેહ સફળ કર મારો
ભાન સાન શુ ભુલી બેઠા, મતી ગઈ કયા મારી,
ઉપદેશક થઈ આપ બનો છો, આવા અત્યાચારી-
તપ બળ મારૂ અપણુ તુજ પર, તન મન નાખુ વારી,
શાત હૃદય મારૂ કરવાથી, મોક્ષ ગતી છે તારી –સ્નેહ.
ધરમી થઇને અધર્મ કરતા ડર ઈશ્વરનો ધારો,
નકના કીડા ધર્મના ભક્ષક, ધીક ધીક છે જન્મારો

## અબળાનાં બધન. ૨૬

પ્રીતિરસ જ્યા ઉભરાય, ને અકળાય અલબેલી,
મધુરા શા નેન નચાવી, હુ ભોળીને ભરમાવી
પરવશ તે કીધી કાય, જો તલસાય રસવેલી,
વચને મને બાધી, હવે શરમાવે,

રસના ઝરણા રસરાજ અજબ ઉભરાવે,
ઉર ધડક ધડક અતી થાય, મન મુઝાય થઈ ઘેલી

સૂર્ય કુમારી. ૨૭

મોહામણી સ્વર્ગની વાટ એકદીન સોભાવજો હો રાજ,
રસીલા અમરાપુરી ઘાટ એકદીન સોહાવજો હો રાજ
સાખી
મૃત્યુલોકના મનુષ્ય કયા, કયા અમરાપુરી ઘાટ,
અઘટિત–કહો એ કેમ બને, વસમીવીકટ એ વાટ,
મુગટમણી તમે રાજસદનના, પારીજાત તમે નદન વનના,
રાજવશી દેવાશી રસીકવર, પ્રિત જયોત પ્રકટાવી પરસ્પર,
મેળવવા અતરમા, અતર સ્વર્ગ અમારૂ મોહાવજો હો રાજ

અબજોના બધન. ૨૮

મીઠી મીઠી મુરલી, વ્હાલી એ મુરલી, પ્યારો કનૈયો બજાવે !
મીઠી મીઠી શી વાતો સુણાવે ! ગોરી મહીયારી નૈયા નચાવે !
દિલ શાને કુમારા લજાવે ? હૈયા રસીલા છુપાવે—મીઠી
હુ તો અજાણ, ઠગારો કહાન, પ્રમાણી, અજાણી, દીવાની,
ઘવાણી, અમારી જુવાની, પ્યારી પ્યારી બતિયા છલકાતી છતીયા
લુચ્ચો બનાવે મનાવે, પટાવે, બગી બજાવી ભૂલાવે—મીઠી

રા. માંડલીક. રાગ–ગઝલ. ૨૯

જો મરણુ એ જીદગીની, છે અરે છેલ્લી દશા (૨)
તો પરાર્થે અર્પવામા, આ જીવનના મોહ શા (૨) જો
ખીલી કળા કરમાય છે, પુષ્પો મુકે પણ વાસના (૨)
અમર નર તે તો ખરા જે દીવ્ય કરતા વાસના (૨) જો

મારા તમે પરમાત્મા, હુ છુ તમારો આત્મા (૨)
પરમાત્મને શરણે જતા, કૃત્ય કૃત્ય થાતો આત્મા. (૨)જો

## રા. માંડલીક. ૩૦

ધન્ય ભાગ્ય મારે આગણે આવ્યા, સોરઠના શીરતાજ,
વધાવો રાજ કુમકુમ થાળ ભરીને આજ ધનભાગ્ય
ચદ્ર સુરજ સમ તપો અવિચળ, જગમા તારૂ રાજ,
અન્ન દાતા તારી જુગજુગ કિર્તી પ્રસરે મહારાજ—વધાવો
સોરઠ તણા સુબા અમારે આગણે આવ્યા,
સુરજ ઉગ્યા સોનાતણા અમ અતરે ભાવ્યા
ગીરનારના આધાર મારા ધામ દિપાવ્યા—ધનભાગ્ય.

## અરૂણોદય. ૩૧

અણમોલ પળ વીતી જતી, અણબોલ કા ઉભા રહ્યા,
એધાણ શા આપુ હવે, વેચાણ દીલના થઈ ગયા,
નીશાનીઓ શાની આપુ હવે શ્યામ !
આપ પૂછો દીલને છો દીલના દીલારામ—
ભાવનાની ભક્તિ તમે સ્નેહથી સ્વીકારી,
પ્રીતિ પૂજારી તમે બાલા ઉપકારી,
આજે ઉદય થયો ભાણ—જીવનમે આજે ઉદય થયો ભાણ.

## ભાગ્યોદય. ૩૨

મને વરવાની આશમા, જોને વર પેલા સલામો ભરી રહ્યા—મ.
જોબનનો નવરગ ચડયો, તને અગ અગે સખી
ખીલ્યુ અનુપમ, રૂપ મનોહર—પેલા સલામો.

મીઠા સુણાવે ગીત ફાગણુ જો પ્રેમના, શ્રગારો મોકલે વસત આ.
અને રસીકવર બાઈ મળ્યા તને, ખોળે કા કથને?
વરને વસતને? ખેલાવશે તને—પેલા સલામો
લુચ્ચો પવન મારે અગે લપટાય છે, ભમરો આ કઈક કહી જાયછે
ગાડા બન્યા છે બેઉ તારી મિઠાશમા, રસના ઉલ્લાસમા
બાહુના પાશમા, ખેલે વિલાસમા—પેલા સલામો

**સ્નેહસુધા** ૩૩

ધાર્યું એક ધણીનુ થાય, આપણુ કર્યું કાઈનહિ થાય ધાર્યું
રામચન્દ્ર જેવા સત્ય પુરૂષો, શીદ વનવાસે જાય?
સીતા જેવા મહા સતી તે, શીદ દોષીત દેખાય?
દશાનન રણમા શીદ રોળાય? વિધીની કળા નહિ કળાય—ધર્યુ.
ધર્મ ધુરધર ધર્મરાય તે, શીદ દ્યુત રમવા જાય?
પાચ પતી જોતા સતી કેરી લજ્જા શીદ લુટાય?
હતા હાજર બેલી યદુરાય—છતા શીદ દુખમા તે દુભાય,
કરો ને ભલે અનેક ઉપાય—છતા ભાવિ નહીં ભૂસાય—ધાર્યું.




# તૈયાર છે ખુની કોણ?

**ડીટેકટીવ નોવેલ ૦-૮-૦**

સુરત લીમડાચોકમા આવેલા બાઇ ધનકોરના દેશી મિત્ર પ્રેસમા
નાથુભાઇ દેવચદે છાપ્યુ.

મહાત્મા કબીરજીના ભકતોને અમૂલ્ય લાભ

## श्री कबीर कृष्ण गीता

और,

## श्री कबीर भजनामृत वृष्टि.

કે જેના પાને પાને સદુપદેશનો અમૃત ઝરો છલકાઇ રહ્યો છે રાષ્ટ્રભાષા હીન્દીના લજ્જત બીજી બધી ભાષા કરતા અલૌકિક છે, અને તેજ ભાષામા આ પુસ્તક છપાયેલુ છે તાકીદે ખરીદો, થોડીજ નકલો સીલીક છે મુલ્ય રૂા ૧) એક વી પી પોષ્ટેજ સાથે ભેટ આપવ માટે જથ્થાબંધ મંગાવનારને ઘણી સસ્તી કીંમતે આપવામા આવશે ભાવ માટે લખો —

---

હીન્દી ભાષામાં પ્રખ્યાત નાટક

શ્રીયુત નારાયણપ્રસાદ બેતાબકૃત

# મહાભારત-જબાની સાથે.

મુલ્ય માત્ર આઠ આના

ફક્ત નવ આનાની ટીકીટ બીડો

---

તૈયાર છે ? આજેજ મંગાવો છૂપી પોલીસની અદ્ભુત વાર્તા,

## ખૂની કોણ ?

પૃષ્ટ ૧૨૦ ફક્ત આઠ આના.

આજેજ મંગાવો સચીત્ર.

# જળ સમાધી વા દેવી શારદા



ઠા. હરીલાલ અને માણેલાલ બુકસેલર્સ

ગામે—મું.

મુંબાઇની ચોપાટીનો ભેદ દર્શાવનારી હરીગીત છંદમા કરૂણાજનક

કથા ફકત નવ આનાની ટીકીટ બીડો